( ૧૨ ) સાચી કેળવણીમાં કોઇ પણ શુદ્ધ કર્મ વિઘ્નરૂપ નથી.

( ૧૩ ) શરીરની સગવડનાં સાધનો ઉત્પન્ન કરવા કે બનાવવામાં પોતાનો જે પૂર્ણ હિસ્સો ન આપે તે ' સ્તેન ' છે. એમાંથી બે રીતે ઉગરી શકાય: ઉપભોગો ઓછા કરીને, અને બચત સમયમાં બૌદ્ધિક અભિલાષાઓ તૃપ્ત કરવાથી, અથવા બીજાની વિનંતિ કે નિઃસહાયતાને વશ થઇ સેવાભાવનાથી ' યદૃચ્છાલાભસંતુષ્ટ'ની વૃત્તિ સ્વીકારીને.

( ૧૪ ) ગુરુભક્તિ કે પરબુદ્ધિની સહાય લેવાની વૃત્તિ એ અનર્થનું કારણ નથી; અનર્થનું કારણ તો અબુદ્ધિનાં મૂળો જ છે.

( ૧૫ ) માનવ્ય માટે તો ગુરુભક્તિ એ ઉદાત્ત વૃત્તિ હોઇ ઉન્નતિકારક છે. અને પરબુદ્ધિની સહાય સ્વબુદ્ધિની ઉન્નતિ માટે આવશ્યક ખોરાક જ છે. એની મને અપેક્ષા નથી એ માનવામાં ભ્રમ, ગર્વ કે કૃતઘ્નતા રહેલાં છે.

(૧૬) માનવ્યના વિકાસ સિવાય ઇતર ફળો પ્રાપ્ત કરવા માટેની બુદ્ધિ બીનચુક છે એમ ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. જેટલે અંશે પ્રકૃતિના નિયમોનું સંશોધન થયું હોય તેટલે અંશે દોષ ઓછા થવાનો સંભવ અથવા અમુક દેશ અથવા કાળ માટે અમુક રસ્તો સાંપડવાનો સંભવ પણ પ્રકૃતિની અનંતતાને લીધે ઘણું તો તદ્વિષયક બુદ્ધિ વિષે નિર્દોષતાનો સંભવ જ જણાવી શકાય.

( ૧૭ ) ગૌણ કેળવણીમાં ભૌતિક તેમજ ચિત્તપ્રકૃતિનું શોધન એ સાચી કેળવણીમાં સૌથી વિશેષ લાભકારક થવાની શક્યતા છે, પણ થાય જ એમ ખાત્રી નથી.

( યુગધર્મ, માઘ ૧૯૮૦ )

| | |
|---|---|
| ઈશુનું બલિદાન | ૦–૩–૦ |
| *× કાલેલકરના લેખો ભાગ ૧લો | ૩–૦–૦ |
| *× ,, ,, ભાગ ૨જો | ૦–૧૨–૦ |
| ગાંધીજીની જુબાની | ૦–૩–૦ |
| ગામડાંમાં જઇને શું કરીશું ( કાલેલકર ) | ૦–૧–૦ |
| ગાંધીજીનું નવજીવન પુસ્તક ૧થી ૨૧ (ચાર ભાગમાં પાકા બાંધેલા) | ૧૧–૦–૦ |
| ×જાતે મજૂરી કરનારાઓને ( ટૉલ્સ્ટૉય ) | ૦–૩–૦ |
| જેલડાયરી ( રાજગોપાલાચાર્ય ) | ૦–૯–૦ |
| ×ટૉલ્સ્ટૉય અને શિક્ષણ ( અર્નેસ્ટ ક્રૉસબી ) | ૦–૮–૦ |
| ×ત્યારે કરીશું શું ? ( ટૉલ્સ્ટૉય ) | ૦-૧૨-૦ |
| ત્રણ વાર્તાઓ ( મહાદેવ દેસાઇ ) | ૦-૧૨-૦ |
| સ્વદેશ | ૦–૩–૦ |
| પ્રાણપ્રતિષ્ઠા | ૦–૬–૦ |
| મોટી બહેન | ૦–૮–૦ |
| ×લોકસંગીત ( ખરે ) | ૦-૧૨-૦ |
| વિરાજ વહુ ( મહાદેવ દેસાઇ ) | ૦-૧૦-૦ |
| લોકમાન્યને શ્રદ્ધાંજલિ | ૦–૫–૦ |
| સર્વોદય ( ગાંધીજી ) | ૦–૨–૦ |
| સહજાનંદ સ્વામી ( કિ મશરૂવાળા ) | ૦-૧૧-૦ |
| હિન્દ સ્વરાજ્ય ( આખું ગાંધીજીના હસ્તાક્ષરમાં ) | ૧-૧૨-૦ |
| ,, ( છાપેલું ) | ૦–૬–૬ |
| હિન્દુ-મુસલમાન | ૦–૧–૦ |
| ×હિન્દુધર્મની કસોટી | ૦-૬–૦ |

બધાં પુસ્તકોપર પોસ્ટેજ જુદું. આઠ આનાથી ઓછી કિંમતની ચોપડીનું વી. પી. કરવામાં આવતું નથી.

૧ ×ચિહ્નવાળાં સિવાયના પુસ્તકોમાંથી ગમે તે પાંચ જુદાંજુદાં પુસ્તકોનો સટ લેનારને ૧૦ ટકા કમીશન મળશે.

૨ *ફુદડીવાળાં સિવાયનાં બધાં પુસ્તકો પર તથા પાંચ પુસ્તકના સટ ઉપર નવજીવન પ્રકાશન મંદિરની યોજનાના ગ્રાહકોને ૨૫ ટકા કમીશન આપવામાં આવશે. મંગાવનારે હમેશાં પોતાનો ગ્રાહક નંબર લખવો.

મુંબઇ શાખાઃ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ